દા કરનારની મેહેરબાનીથી આપણને વગર મેહેનત કરવે પુશકળ મલી આવેછ તેથી કરીને તેહનાં બદલામાં આપણને કશી કીમત આપવી પડતી નથી અને વલી બીજા હાથ ઉપર શમુંદરના ચ્હડાં કીનારઓ અને પાહાડોના શેણકદાર માહાલાં ઉપર તરેહવાર જાતનાં નકામાં પથરો પડેલાહોઇછે કે જેહને મેલવવાને આપણને અનીશે મેહેનત અને કઠણાઇપડેછ પણ તે વગર ઉપીઓગનાછે તેથી કરીને તેઓની દમડીનીબી કીમત થાતીનથી તેઆરે માહારા પેઆરા દેશીઓ તમારી ખાતરી થાઈહશે કે જે ચીજોના બદલામાં આપણે પઈશા આપીઈએને કશાનેશારૂ નહી પણ માનરે તે પદારથોને ઉપીઓગી આકારમા લાવવાની જે મેહેનત પડેછે તેહેને શારૂ-ઈ દીએ ઈટ્લુ કહીને હું હવે પઈશા બાબે વધારે લખાણ બોલવાની તમારી પાશેથી ઘણી નમનતાઈથી રજા લેઊંછ.

જેઆરે બેઈ-પુરૂષો પોતાનો શઘલો વખત ખોઈ પોતાની શઘલી કોશેશ કામમાં લગાડી બે જુદી તરેહની જીનશો પેદા કરે તારે તેઓને તે ચીજ અરશ પરશ અદલ બદલ કરવાની ફરજ પડેછે કાંઈકે જો આપણે માણશાજાતને જેટલી ચીજો આપણી હઈઆતીને મારે અગતનીછે તે શઘલી આપણે પોતે ઈખવાજ બનાવવાનો ખેઆલ કરીઈતો તે ઈક હશવાજેહેવુ છે કાંઈકે જે ખોરાક માહારી તનદરોશતી માટે, જે કપડા મહને પેહેરવાને માટે અને જે શઘલી જીનશો માહારી જીનદગાનીને જરૂરનીછે તે જો હુ પોતે બનાવા જાઈતો તેમાની ઈક પણ જીનશ માહારી આખી જીનદગાની ગુજરીજાઈ તોપણ પુરી બનનારનથી—જેમકે જો હું ઈક શેડેલો દાખલો લેઊતો તમારી ખાતરી થાઈઆ વીના રેહેશે નહી. બીજલશના શાહેબો—તમો વીચાર કરોકે જાણે આઈ ઈક બાજટે હુ પોતે ઈખલોજ બનાવવાનો ઠેરાવકરૂ અને જે અડચણો પોતાની મેલે તમારી નજર આગલ ખોલી થાશે તેથી તમો જાણશોકે ઈક માણશ પોતાની શઘલી જરૂરીઆતની ચીજો પોતે ઈખલોજ કોઈ કાલે પણ બનાવી શકનાર નથી. આઈ બાજટને હું ઘરૂ તેની આગમજ મહને લોહોડાંના હથીઆરો જોઈઈકે જે લોહોડાંના હથીઆરોને શારૂ મહને લોહોડાની ખાણો ગોધવાની ફરજ પડે. હથીઆરો બનાવીઆ બાદ મહને પોતેજ કરાઈ—શુથાર તથા લોહોવાર ઈ શઘલાઓનુ કામ કરવુ પડે કે જે કાંમમાં માહારી આખી જીનદગાની ગુજરીજાઈ તોઈપણ હુ શારી રીતે કથી કરી શકનારનથી. બીજલશના શાહેબો—તમો ખેઆલ કરોકે જારે આઈ બાજટ તઈઆર કરવા જેહેવું શેહેલુ કામ માહારી ઈખલાની મેહેનતથી કધી બનનાર નથી તારે આઈ પુરથવીની શઘલી તરેહવાર ચીજો કેમ બની શકશે ? હાવી અડચણો ટાલવાને માટે દર ઈક જણને જુદા જુદા ઉદોઓગનો માગ પકડવો પડેછ કે જેહને હું મેહેનતની વેહેચણી ( Division of labour )કરીને માહરા ભાશાણમા હવે દેહેતો જઈશ તે મેહેનતની શરખી વેંહેંચણીથી માણશ જાતને બેહદ ફાઈદાઓ હાશેલ થાઈછે. તમો શાહેબોને રોશન હશે કે પરવરદેગારે માણશ જા

| | |
|---|---|
| કલીઆંણીથીને કરીશાના નદી શુધી | ૩૫૭ |
| આશીરઘરથીને આગરા શુધી. | ૫૩૬ |
| શુરતથીને જલગાંમ શુધી. | ૨૦૦ |
| વરોડરેથીને આગરા શુધી. | ૫૫૦ |
| જુમલે. | ૩૬૬૮ |

અલેક્જાનદરીઆને મારગે મલેલા લઢાઈના નવા શમાચારો ઊપરથી જોવામા આવેચકે તારીખ ૨૨ મી માર્ચને દને ઓલ્ટીનાતના રૂશીઆનનાં અને ફ્રેંચ તથા ઈંગલીશ લશકરની વચે ભારી લઢાઈ ચાલી હતી તે વેલાએ રૂશીઆંનો ભારી માર ખાઈને પાછા નાઠાથા હતા. એ લઢાઈના ફ્રેંચ તથા ઈંગલીશ લશકરવાલાઓએ જે હીમત અને બાહાદુરી બતાવી હતી તે વીશે શઘલી તરફથી ઘણી તારીફ શંભલાયચ.

ગીઆ મેલ શાથે એવી ખબર આતરે આવીચકે હીનદુશથાંન ખાતેથી દશ હજાર માણશોનુ એક લશકર કરીમીઆ ખાતે મોકલેબામા આવશે.

મથરાજ ખાતે મીકાઈલ દાઈલ નામના એક યાટકી શખ્શે પોતાની ઓરતનુ ખુંણ કીધા ઊપરથી તાંહાંની શુપરીંમ કોરટના નેઆઈધીશે તેહેને ફાશી દેવાનો હોકમ કીધો હતો અને એ હોકમ પરમાણે તારીખ ૨૩ મી એપરેલના આગમચના મંગલવારે તેહેને ફાશી પણ દીવામા આવેલ હતો

કલીઆણથીને બારના શુધીના શોલ માઈલના રેલવે ઊપર જે કીમતી પુલો બાંધેઆમાં આવેલાછે તે દેખાડવાને માટે તથા એ કાંમ શરૂ કરનાર ઈજનેર તથા તેહેની ખુશાલીનાં રેલવેના વખણાએલા કોનટરાકટર મી૦ જમશેદજી દોરાબજી ઘણાએક ગાંમડો તથા અંગરેજ ઘહરશથો મલીને આશરે તરણશો આશામીઓને ગીઆ શોમવારને દને નોતરેઆ હતા. આ બાબદનું જોઈને શઘલા લોકો અલબતાં ઘણા મગન થઈઆહુતા.

ગરમીના શબબથી શર જમશેદજી ટ દરેશા મે ભરાનારી દર અઠવાડીઆની શભા એક મહીનાના મોકુફ રાખેઆમાં આવીછે

બેંગલોરથીતે નીબગરી શુધીનો ૧૬૦ માઈલનો ઈલકટરીક તેલીગરાફ પરજાને માટે ઊઘાડેઆમા આવેઓચ.

તીવાકાથાની ફોજનશીના આટલા દફતરદાર બાબા ફડકેને નામદાર ગવનર જનરલના હોકમથી રાવબાહાદુરનો એનાબ આપેઆમા આવેઓછે અને તે શાથે તરણશો રૂપીઆનો બેઠો મુશારો પણ એ ઘહરશથને બાંધીઆપેઆમાં આવેઓછે.

એલફીનશટન મદરેશાના કાબેલ પરોફેશર હારકનેશને નવા કેલવણી ખાતાના મુકેલા ઈનશપેકટરના ઓધા ઊપર પેઠવેલા આવેઓછે.

---

આએ " પારશી મીતર " નુ પતર મુમબઈના જામે જમશેદ છાપાખાંનામાં હોરમજજી દાદાભાઈ પરીનટરે માલેકને વાશતે છાપી પરગટ કીધુછે.

# પારસી મીતર

ઈઆને

પારશીઓની નીતીની તથા કેલવણીની અને શંશારી હાલત શુધારનારૂં પતર.

# The Parsi Friend

*Devoted to the intellectual and moral elevation and the social well-being of the Parsis.*

પુશતક ૧ લુ. શનીવાર—તારીખ ૧૨ મી મેઈ ૧૮૫૫. આંક ૮ મો.


હમારા ઈંગરેજી વાંચનાર શાખીલીઓને નમનતાઈથી અરજ કરીએચ કે તેઓને ભાવતો શબક ઈ ભાશામાં આઈ વેલા લખવાને કેટલાંઈક મુશકેલ કારણોને લીધે હમારેથી બનેઓ નથી. તેથી કુરપાની રાહે માફ કરવુ. હજી ઉમેદ રાખીએચ કે તેઓની શેવા હમારા આવતા આંકમોં અછી રીતે બજા લાવશુ.

## શીશપદારથ વીગનાન.

### આંક ૭ મો—હવા.

ગીઆ આંકમાં હમોએ કહી શી હુકે જે પરમાણે દીવો બલેઆથી કારખાનીક આશીદ હવો ઉતપંન થાઇચ તેજ પરમાણે માણશ જીવ અને તેમજ શઘલે વાંઘેના જાનવરો પોતાના મોહોંવાને દમની મારફતે "કારખાનીક આશીદ" હવા બાહેર કાહાડેછે. એ ઉપરથી કોઈબી શાધારણ વીચાર વાલો પુરૂશને તરત માલમ પડશે કે મોહોટા ઓરડાઓ તથા ઘરો કે જાહા લોકોની મોહોટી શંખીઆનો જમાવ થતો હોએ અને જાહા રોશની આપવાને માટે ઘણીએક વાલગેદો અને જુદુંમરો શલગાવેઆં હોએ તાહાં એ ઝેહેરી તથા માણશ જાનના પરાણને નાશ કરનારી હવા પુશકલ ઉતપન થવી જોઈએ કેમકે એકતો તાહા હાજર થએલા માણશોના દમ વાતે એ હવા નીકલેચ અને બીજો બતી અને દીવાના બલવાથી પેદા થાઇચ. એ ઝેહેરી હવાં બાહાર કાહાડી નાંખવાને જાહે મોહોટી જાહે

રાત હવેલીઓમાં ઊપાડ કીધેલા હોયછે તે છતાં પણ ઘણું કરીને ખાનગી ઘરોમા કે જાહા કોઈ કોઈ વેલાએ લોકોનો જમાવ થાયછે તાંહાં એવી ગોઠવણો કદાચજ કીધેલી હોયછે, તેથી એવા ખાનગી ઘરોમા જઆરે જમનો,નાચો, અને એવી બીજી રમુજને મારે મોહોટી મીજલસો મલેછે તીઆરે કરીબાનીક આશીદ હવાની અંતીશય ઊતપનતીથી તીહાં બીરાજેલા ગરહશયોની તંનદરોશતીમા અતીગ બીગાડો થાયછે. આવા ઓરડાઓનાં જાહારે બહુ ગરમી પડેછે તેઆરે તે ઓરડા માહેલા પુરૂષો બંધ કીધેલી બારી અને બારણાઓ એકદંમ ખોલા કરેછે અથવા તે ઓરડામાથી ઊઠીને એકેદંમ બાહેર જતા રેહેછે પણ એ ચાલ ઘણી માઠીછે કે જકે અંદરના કરતા ઓરડાની બાહેરની હવા ૨૦ અથવા ૪૦ અંશ વધારે થંડી હોયછે અને હોલના જમાનાના શઘલા કાબેલ વઈદોનું એવુજ મતછેકે જે વેલાએ આપણું બદંન ગરંમ હોએ તેવેલાએ ખોલી અને થંડી હુવાના એકાએક જવુ નહી કેમકે ઠંડી હવા આપણી ગરંમ ચાંમડીને લાગીઆથી આપણા બદનમાથી રેગીશતં પશેવો નીકલતો બંધ થાયછે અને તેથી કરીને શરદીવાઆ, શરકમ, તાવ, અને એવાજ બીજાં શખીઆ વગરના દરદો ઊતપેન થાયછે અને કોઈ કોઈ વેલાએ નાજુક દેહેના અને બાધાના માણસો પોતાનો અમુલીખ જાન પણ ખોયછે.

એ ઊપરથી ખોલી રીતે માલમ પડેછે કે નાધલા ઘરોથી તે છેક મોહોટી જહેરાત હવેલીઓમાં એ જેહેરી હવાને બાહેર કાહાડી નાખવાને માટે "વેનનીલેતર" ખાધવાની ઘણી અગતછે. પણ લખવાને અતીશે દલગીરી લાગેછકે આએ ટાપુના શઘલે વાઘેના લોકો ઊપલી બાબંદ ઊપર ઘણુંજ થોડુ ધીઆન આપેછે, પણ એ અગતની બીના ઊપર ધીઆન આપી તે પરમાણે હવે પછે આએ દેશના શઘલા લોકો ચાલશે એવુ હમો અંત કરણથી ઈછીએ છઈએ.

હમોએ આગલ કહીઉ હતું કે શાધારણ હવા રંગ વગરની અને આરપાર દેખાએ એવીછે પણ એ ગુણે હવાના ઘણાજ નાધલા જમાવને લાગુ પડેચ. પણ જો વાજબી અને બારીકીથી ખોલીએતો હવા એ તદન આરપાર દેખાએ એવી અને તદન રંગ વગરની નથી પણ તેનાના રંગ છે. જે વેલાએ ઘણાજ ફીકો રંગ વાલી પરવાહી વશતુ લીધી હોએ તો તેનો રંગ મોહોટા જથો લીધા શીવાએ કદીએ આપણી નજરે દેખાનાર નથી. જમકે એક ઊંનર્યા અણીદાર ચંપીન પીવાના ગલાશમા શેરી અથવા એવોજ બીજો ફીકા રંગનો દારૂ રેડીઓ હોયતો તે દારૂનો રંગ આપણને ગલાશના મથાલા આગલથી ખોલો માલમ પડછે કેમકે તે તરફથી આપણી નજરે તે દારૂનો મોહોટો જથો પડેછે પણ જેમ જેમ આપણ નીચલી અણી આગલ નજર પોહોચાડીએછ તેમ તેમ તે દારૂનો રંગ ઘણો જ ફીકો માલમ પડેછે, કેમકે આપણી નજરે તે દારૂના તે તરફથી પણોજ નાંધલો જથો પડેછે. એજ પરમાંણે જો એક કાચની

પણીજ જીહીનાં નાકાંવાલી નલી ઊપલા દારૂથી ભરી હોઈતો, તે નલી વાટે, તે દારૂનો ખુલાક રંગ માલમ પડનારનથી પણ પાણીના શરખો રંગવગરનો અને આરપાર દેખાઈ એવો માલમ પડશે કેમકે તે નલી માહે તે દારૂનો જથો ઈટલોનો થોડોછે કે, તેનો રંગ આપણી નજરે પડવો ઘણોજ કઠણછે.

આવી હાલત આપણી આશપાશની હવાની પણછે. જે, વેલાઈ હવાનો જથો ઘણો થોડો હોઈએ તે વેલાઈ, તેનો રંગ આપણને માલમ પડતો નથી. જેમકે ઓરડામાહેલી હવા અને તેમજ આપણી અને આશપાશનાં ઘરો તથા જાહાડો અને એવીજ બીજી ચીજો વચેની હવાંમા કાઇં પણ રંગ હોઈ અથવા આરપાર નહી દેખાઈ ઈવી ખાશીઈત હોઈ ઈવુ આપણને માલમ પડતું નથી. કેમકે તે હવા વાટે શઘલી ચીજો આપણે, તેઓના ખુદ રંગમા જોઈએ છઈએ પણ જેઆરે દીશાના શુરજના તડકામા પચાશ અથવા શાહાડ માઇલની ઊંચાઈએ આપણે હવાને જોઈએ છઈએ તેઆરે તેનો જાંબુરો રંગ આપણને ખોલી રીતે માલમ પડી આવેછે. ઈ હવાના જાંબુરા રંગના જમાવને આપણે આશમાનને નામે ઓળખીઈ છઈએ કે જેની ઊંચાઈ ૫૦ અથવા ૬૦ માઇલ કરતાં વધારે નથી અને જે ઊંચાઈની હદની બાહેર હવા વગરની ખાલી જગ્યાછે એવુ જોતીશ શાશતરની ગણતરીથી ઈનશુફોઈ શાબેત કીધુ છે.

હવાને રંગછે ઈની શાબેતીનો અનપવ તીજ થાઈ ઈવો, દાખલો દુરના પાહાડોપર નજર કીધાથી મલી આવશે. જેઆરે આપણ દુરના પાહાડોને ખોલી નજરે જોઈએ છઈએ તે વેલાઈ તેઓ આપણને જાંબુરા રંગના દેખાઈછે તેનું શું કારણ? શું, તે પાહાડોનો ખુદ રંગ જાંબુરોછે? કે શું તેઓની ઊપર ઊગનારી વનશપતી તથા જાહાડ પાનોનો રંગ જાંબુરોછે? ના— પાહાડોનો અથવા તેની ઊપરનાં જાહાડ પાનોનો રંગ કાંઈ જાંબુરો નથી કેમકે જો ઈમ હોઈતો તે પાહાડોની નજદીક ગઈઆથી તેઓનો રંગ જાંબુરો દીશવો જોઈએ. પણ ઈમ હોઈઆંને બદલે ઓર તેઓનો રંગ જો લીલોતરી હોઈછે તો લીલો અને જો લીલોતરી નહી હોઈછે તો રાતો દીશેછે. તારે આપણને પાહાડો દુરથી જાંબુરા દીશે તેનું શું કારણ? કારણ માતર ઈટલુંજ કે જે હવાના જમાવની વાટે આપણ તે પાહાડોને જોઈએ છઈએ, તે હવાનો ખુદ રંગ જાંબુ છે તેથી કરીને દુરના પાહાડો આપણી નજરે જાંબુરા રંગના દીશેછે.

---

## રશાઈણ શાશતર—આંક ૫ મો.

---

### ગરમી.

---

ગરમીથી પરવાહી અથવા પાણી જેવી ચીજોનુ કદ વધેચ તેવાશે—જેમ હમે આગલ જણાવીશું હતું કે ગરમીથી શઘલી શઘીન ચીજોનું કદ વધેચ અને ઠંડીથી શાકડું થાઈચ તેમજ હવે હમે શઘલી પાણી જેવી ચીજો વીગ શંમજાવવા માગી

ઈચ. ઈક શીશી લેઓ અને તેને ઠંડાં પાંણી થી મોહોડા શુધી ભરો, પછો પેલા પાંણીને ગરમી આપો. ગરમી આપેઆથી થોડાઈ ક વારમા પેલાં પાંણીનું કદ ઈટલું તો વધ શે કે તે પેલી શીશીમાહે. શમાઈ શખશે ન હી અને તેથી કરીને ઊભાઈને બાહેર પડ વા માડશે., પણ હવે કોઈ પુછશે કે, ગરમી થી જ ઓશાલ પેલા પાંણીનુ કદ વધીશે તે જ ઓશાલ પેલી શીશીનુ, પણ કાઈ નાહી વધીશે ? ઈનો જવાબ, ઈછેકે પેલી શીશીનું કદ પણ વધીશે તો ખરૂં પણ તે ઈટલું તો થો ડું વધીશે કે તેને જો, પેલા પાંણીનાં વધે લા કદ શાથે શરખાવીઈતો તે ફાઈજ નથી.

ઊપુર જણાવેઆ માફક જેમ ગરમી આપેઆથી પાણીનું કદ વધેચ તેમજ બીજી શઘલી પરવાહી ચીજો (જવીક પારો, ગંધ કનો તેજાબ, "આલકોહોલ" ઈતીઆદી) નું વધેચ પણ આ વાત ખુબ ઈઆદ રાખ વી જોઈઈચ કે જે ઓશાલ હજે આગલ શ ધીન ચીજો વીશે શમજાવીશે તેજ ઓશાલ શઘલી પરવાહી ચીજોનુ પણ ઈક શરખી જ ગરમી આપેઆથી ઈક શરખુજ કદ વ ધતું નથી, કોઈનું ઘણું વધેચ અને કોઈ નું થોડુ વધેચ—જેમકે બરફને ઊકાલી બાં ફ કરવાને જેટલી ગરમી જોઈઈચ તેટલી ગ રમી આપીઆથી આ નીચે, જણાવેલી ચી જોનું જુદા જુદા પરમાણમા કદ વધેચ તે ઊપરથી તમારી ઈ બાબતપર ખાતરી થશે.

આલકોહોલ.. ..દર(૯)બાગે(૧)ભાગ વધેચ
નાઈતરીકઆશીદ.દર(૯)બાગે(૧)ભાગ
તરપીતંન તેલ ..દર(૧૪)બાગે(૧)ભાગ
શલફીઊરીકઈથર.દર(૧૪)બાગે(૧)ભાગ વધેચ
ગંનધકનો તેજાબ.દર(૧૭)બાગે(૧)ભાગ
પાંણી .. .. .. દર(૨૨)બાગે(૧)ભાગ
પારો . .. .દર(૫૫)બાગે(૧)ભાગ

તારે હવે આ ઊપલા કોઠા ઊપરથી શાફ માલમ પડેચકે "આલકોહોલ" તથા "નાઈતરીક આશીદ"નું કદ ઈક શરખીજ ગ રમી આપીઆથી પારાના કરતા છ ઘણું વધીશે.

પણ હવે "આલકોહોલ" દર ૯ ભાગે ઈક ભાગ વધેચ ઈટલે શું ? "આલકોહો લ" દર ૯ બાગે ઈક ભાગ વધેચ ઈટલે કે જો આપણે, ઈક શીશી લીધી હોઈ અને તે ને દશ ભાગમા, વેહેચીઈ ઈઆને, તેના ઈ ક શરખાજ દશ ભાગ કીધા હોઈ અને પ છી, પેલી શીશીના નવમા ભાગના કાપાવેર "આલકોહોલ" ભરીઓ હોઈતો ગરમી આપે આથી તેનુ કદ ઈટલુ તો વધશે કે પેલા દશો ભાગ તેથી ભરાઈ જાગે.

દારૂ, તેલ તથા એવીજ બીજી કેટલીઈ ક પાણી જહેલી ચીજો કે જેઓને દુધની માફક માપ પરમાણે વેચવામા આવેચ તેવી ચીજોના વેચનારાવોને જો તે ચીજો ગરમી ની રૂતમા વેચાઈતો ઘણો ફાઈદો થાઈ કેમ કે આ રૂતમાં આઈ ચીજો અને તેમાં શુ ખીઅ કરીને જલદ દારૂ ઈટલોતો વધેચકે તેથી કરીને દર શેંકડે કેટલા ઈક ગીઆલ નનો ફેર પડેચ.

ગરમીથી શઘલી પરવાહી ચીજોનુ ક દ વધેચ તે ધારો પાણી શવાઈ આ વરગની બીજી શઘલી ચીજોને લાગું પડેચ. હવે તે

સરવ શકતીવાંન ઇશવરે આ ધારો માતર પાણીનેજ નથી લાગુ પાડેઓ તેનો ખોલાશો જાણવાથી આપણને તે શાહેબની જે બેહદ મેહેરબાની તથા દાહાપણ માલમ પડેચ તેવીરા બોજેઆની આગમજ "થરમામીતર" ઇઆને ગરમી માપવાનાં ઇઅ તર વીગેરેનું કાઈક ગનેઆન મેલવવુ જોઇએ.

ઇક ઘણાંજ બાલ જેવાં નાધલા નોંકાંની કાચની નલી કે જેહેને ઇક છેડેથી તાવીને "બલબ" અથવા દરા રોકા આકારમાં ફુંકી હોઇ અને તેમા પારો અથવા "આલકોહોલ ભરીઓ હોઇ અને પછી તેનો બીજો ઊઘાડો છેડો તાવીને ચીની લીધો હોઇ અને તેને ઇક પતીની ઊપર જડી હોઇ કે જેની ઊપર કેટલેઇક શરખે અંતરે કાપા પાડેલા હોઇછે કે જે કાપા ગરમીના અશ બતલાવેછે તેવાં હઠીઆરને "થરમામીતર" કરી કેહેચે. "થરમા મીતરો" ચાયે જે માપ આવેચ તે કાઈક શરખાંજ આવતાં નથી. ફેરેનાઇત "થરમાં મીતર"નાં માપને બધી મલીને ઇકશોને હેંશી "દીગરી" ઇઆને અ શમાં વેહેચેલીછે,અને બરફની થંડી ૩૨)માં અંશ તથા પાણી ઊકલવાની ગરમી ૨૧૨)મે અંસે ઠેરવેલી હોઇછે."શેનટી ગરેદ થરમામીતર"ના માપના શો ભાગ કીધેલા હોઇછે અને તેમા "જીહીરો" ઇઆને શુનની નીશાણી બરફની ઠંડી ઠેરવીછે તથા શોમે અંશે પાણી ઊકલવાની ગરમી ઠેરવેલીછે."રેઓમર થરમા મીતર" નાં માપના૮૦) ભાગ કીધાછે અને "શેનતીગરેદ"ની કાની "જીહીરો"બરફની થંડી તથા ૮૦) મો અંશ પાણી ઊકલવાની ગરમી ઠેરવેલીછે. આ તરણે થરમામીતરોમાંની પેહેલી (ફરેનાઇત) "થરમા મીતર" ઇંગલનડ દેશમા કામમાં આવેચ અને અતરે જે હવે પછે ગરમી વીશેના કેટલાઇક ફેઠાઓ ટાકેઆમાં આવશે તેપણ ઇજ "થરમામીતર" ના માપ પરમાણેના આવશે. અંશ અથવા "દીગરી"ની નીશાણી (૦) મીંડુ અથવા શુંનછે— જેમકે જો આપણને ખતરીશ અંશ લખવા હોઇતો આ મીશાલ—(૩૨) લખવા.

પેલી શીશી માહેલો પારો અથવા આલકોહોલ જેમ જેમ ઊપર ચહડતો જાઇ તેમ તેમ ગરમીનુ વધવુ શહમજવુ તથા નીચે ઊતરતો જાઇ તેમ તેમ ઠંડીનુ શહરૂ થાવુ જાણવુ—ઇઆને ગરમી ઓછી થાઇચ ઇમ શહમજવુ.

હવે "થરમામીતર" ના ફાઇદાઓ વીશે કાઇ બોલવુ જોઇઇ. "થરમામીતર" જેવાં નાધલા પણ ઘણાંજ અગતના હથીઆરની મદદથી કેટલાઇક ખુદરતી કાઇદાઓ તથા બનાઓ ઘણી શેહેલાઇથી શમજી શકાઇચ ઇટલુજ નહી પણ બીજા કેટલાઇક કાઇદાઓ કે જેઓ આ હથીઆર શોહોધી કાહાડેઆની આગમજ બીલકુલ જણાઇલા નહી હોતાને કાઇદાઓ શોધી કાહાડવાને તથા શમજવાને શકતીવાંન થાઇઆચ. મુશાફરોને ઇ હથીઆર ઘણુ અગતનુંછે તથા ઇ હથીઆરથી આપણે ઇક ચોકશ દેશોની રતુઓ તથા હવા વીગેરેનુ ગનેઆન મેલવી શકી

ઈએ. પાહાડો તથા ટેકડીઓની ઊંચાઈ માપવામાં તથા એ વનરોગે બીજી ઘણીએક અગતની બાબતોમા એ હથીઆરની આપણને મદદ જોઈએ તથા રશાએણ શાશત રીઓથી તો આ બાધલા હથીઆર વગર કેટલાએક બારીક અખતરાઓ મુદલ થતાજ નથી.

## હવા જે આપણે દમમાં લઇએ છીએ

(ગએઆ પતરથી શાધણ.)

### ખેતરોમાં જે દરએક પાતરૂં

હોલેછે—તથા જે જાહાડને શીનગાર આપેછે ને દરએક પાતરૂં શુરીઅનું તડકુ પડેઆ પછે શાધારણ હવામાથી કારબાનીક, આશીદ હવા ચુશી લીએછે. જેમ આકશીજન હવા પરાણીઓના જાનને બચાવવાને કીજે અગતનીછે જ પરમાણે કારબોનીક આશીદ હવા જાહાડ પાનને અગતનીછે.. શાધારણ હવામાથી જો એહવા નાબુદ થાએતો તો જાહાડ પાન ઊગતા બંધ પડે. એ શબબ ઊપરથી શાધારણ હવાનો એપણ એક અગતનો ભાગ થાઈ પડેછે.

પણ એ હવાનો દમ જો પરાણીઓ લીએ તો, તેઓને તે જેહેરી થાઇ પડેછે.અને એજ શબબઊપરથી ઇશવરે, કરૂપાકરીને એ હવાનો થોડોજ ભાગ આપણી શાધારણ હવામા દાખલ કરેઓછે. જેટલો ભાગ હાલછે તેહના કરતા જો વધારે ભાગ એ હવાના ઇશવરે રાખેઓ હોતે તો મનુશ જાતની તંનદરોશતીના બીગાડ થએઆવગર, એહવાનો તેઓ દમવઇ શકતે નાહી.

જાવાનુ બેટ કે ચીનદેશની દખણ દશા તરફછે તાહાં એક જેહેરી નાશ કારક મોહોટી ખીનછે અને તે, ખીનની હવાનો મોહટો ભાગ કારબોનીક આશીદની હવાથી ભરપુર છે—તેવીથી એક નજરે જોનારો મુશાફર તેહેનું તફશીલવાર બયાન કરી ગઓછે, તે અગતનુ જાણી હમારા વાચનારાઓનેકીજે અંતરે પરગટ કરીએચ.તેમુશાફર લખેછેકે—

એ જેહેરી ખીનની તપાશ કરવાને કીજે હમો હમારા શાથે બેએ કુતરા તથા કેટલીએક મરઘીઓ લઇ ગએઆ હતા. પાહાડને તલીએ આવેઆ પછે હમો ઘોડા ઊપરથી હડલ ઊતરેઆ અને જાહાડોની ડાંહાંખડી પકડી ફશાડીઆ મારીને આશરે ૪૪૦ વાર આશરે ચાલેઆ—અને જાહારે તે ખીન હમારેથી થોડા વારની વેગલાઇ ઊપર આવી તારે હમોને એક નાશકારક બદબો માલમ પડી—પણ જાહરે લગભગ તે ખીનની હવા આગલ આવી પોહોચેઆ તારે તે વાશ બીલકુલ બંધ પડેઓ. તે ખીનનો ઘેરાવો અરધો માઇલ માલમ પડેછે—અને આકારમાં ઈંડા શરખીછે અને બલરીશથી તેપાતરીશ ફુટ ઊંડાઇ ધરાવેછે. તેહેનું તલીઊ પુરૂં શેપાટ છે—તાહાં જાહાડ પાનની કાઇ નીશાન દીશતીનથી, પણ મોહોટા પથરના કડકા પડેલાછે અને તે જગા ઊપર મુનરી જાતના—વાઘના—હુકરના—શાબરના —મોરના—અને શઘલી જાતના પખીઓના ખોપાના હાડકાં પડેલા હતા. હમુને તાંહા કાંઇ પણ વાશ માલમ પડેઓ નથી અને જમીનની અંદર કાઇ ખાડો પડેઓ હોએ તેપણ દીશીઊ નથી

તે જમીન કાંઈ શખત રેતી શરખી વશતુની બનેલી હતી. હમારામાંથી એક પુરૂશે કહેઊં કે આપણે આથી એક જણ હેઠલ ઊતરીએ પણ જે જગા ઊપર હમો ઊભેલા હતા તાંહાથી ઊતરવું બહુ બીકત અને જે તરફ હું ઊભેલો હતો તે જગો એવીતો ભએ ભરેલીહતી કે જો માહારો તાંહાથી પગ શરતે તો માહારા ભીતરના હાથમાં મારૂં એક હાડકું પણ નઆવતે. પછી હમોએ હમારી બીરી(શોગાર) શલગાવી અને એક બમબુની મદદથી તે ખાનની બાજુથી અઢાર ફુટ શુધી હેઠલ ઊતારી. એ જગાપર દમ લેવાને હમુને કાંઈ કઠણ પડીઊ નહી પણ એક નાશકારક બદબો તાંહાથી એવીતો નીકલવા લાગી કે તેથી હમો બહુ હેરાન થએઆ. પછી હમોએ અઢાર ફુટ લાંબો બાબુનો કટકો લીધો અને તેહેને છેડે એક કુતરાને બાંધીઓ. પછી તેહેને અંદર ઊતારેઓ. હમોએ હમારા ઘડીઆલ હાથમા ધરેઆ અને જોઈએશું કે અઊદ શેકંદની આખરે કુતરો પોતાની પીઠ પડેઓ, જરાક હાથપગ પણ તેને હીલવે મા નહી—અથવા આશપાશ જોવા પણ પામેઓ નહી—પણ અઢાર મીનીટ શુધી તેહેનો દમ ચાલુ રહેઓ હતો. પણ તેજ વેલાએ એક અચરત શરખો બનાવ એ બનેઓ કે હમારી શાથે જે બીજો કુતરો હતો તેહેને પોતાના જાતભાઈને મરણ પામેલો જોઈ તે તરત હમારા હાથમાંથી કુદકોમારીને તેઓની અંદર પડેઓ અને જાહા પેલો મુએલો કુતરો પડેલો હતો તેહની તપાશ કરવા લાગો—તે તાંહાં પેહલો તો શધીર ઊભો અને દશ મીનીટમાં ઊંધે નશતકે જમીન દોશત થએઓ—પછી તેહને પોતાના અવીઅઓ જરાક પણ હીલવેઆ નહી. તેહેનો દમ શાત મીનીટ શુધી ચાલુ રહેઓ. પછી હમોએ એક નરઘી અંદર ઊતારીને તપાશ કીધી. તે બચારી દોઢેક મીનીટમા ચશી રહી. પછી હમોએ એક બીજી નાખી પણ તેનો લાએને લાગેઆ વગરજ ઊડતી મરણ પામી. એવામા એક ભારી વરશાદનું જાહોપટું આવીઊ પણ હું મારી નજર આગલના ડરામના ખેલને જોવાને હમો એવાતો ગુંતેલાહતા કે વરશાદથી ભીંજાવાની કાંઈ હમોએ દરકાર કરી નહી. પછી હમારી શામને એક મોટો પથર પડેલો જોએઓ અને તેહેની શોડે એક મનુશાજાતનું ખોખું જોઈઊ જે ચતું પડેલું હતું અને તેહેનો જમણો હાથ માંથા તલીએ આવેલો હતો. વરશાદ અને હવાના શબબથી તે હાથીદાંત શરખું શફેદ થાઈપડીઊં હતું—ને ખેખું હાંથ કરવાની માહારી ઈચછા થઈ તે લેવા જવું એ એક દેવાના પુરૂશનું કામહતું.

હવે આપણી શાધારણ હવાના કારબોનીક આશીડ હવા ઘણીજ થોડી હોએઆનાં શબબ ઊપરથી જાહાડના પાતરાઓને એવી રીતેઓના બાહેર કાહાડેઆના આવેચ કે જેથી કરીને તેઓ જલદીથી અને પુરતીરીતે શાધારણ હવા તેમાથી ખેંચી લેએ. પાતરાની શપાતી ઊપર અગણીત ઝીહીના નાકાંઅથવા મોહડાં હોએછે કે જેઓ એ હવાને છુટી પાડવાને તથા તેહને ચુશી લેવાને હમેશ કામમાં ગુંતેલા રેહેછે. જે હવા ઈશવરે જીવતાં પરાણીઓને કીજે જુદીજુદી મેલવણીઓ કરીને તઈઆર કરી

છે તે હવામાંથી કારબોનીક આશીડ પુરતી રીતે લેવાને હરેક જાહાડ પોતાના લખો પા તરાથી તથા વારેવાર નવી હીલતી હવોનાં ફુંકવાથી શકતીવાન થાઈછે.

હવે આગલ કહેઆ પરમાણે શાધારણ હવાના ઊપલા પરનાં કરતા હેઠલા પરમા કારબાનીક આશીદ ઓછી હોઈઆનો શબ બ ઈજઊકે જાહાડનાં કરોડો પાતરાઓના છે દો તે પરમાથી હમેશ ઈ હવા ચુશીલીઈછે.

ઈમજ પાણીની વરાલો જે હવાની અ ન્દર રેહેછે તે પણ પરાંણીઓનો પરાંણ બ ચાવવાને કાંઈ ઓછી અગતનીનથી. હરેક જાહાડને જો આપણને તપાશશુંતો તેહેમા ન રણ લાગ પાણીના આપણને મલશે ઈટલે જો ઈક જાહાડ ૪૮ રતલ વજનના હોઈ તો તેમાથી ૩૬ રતલ આપણને પાણી હાથ લાગશે. હવે ઈજ પાણી દર રોજ પાતરા નાં છેહ્લે રશતે એ માલુમ હવામાં વરાલ ને રૂપે ભરાઈ બેશેછે. જો હવા જાતે પોતે બીલકુલ વગર વરાલની શુકી હનેતો તે જા હાડોને જમીનમાંથી જેટલું જલદીથી પાણી મલતે તેહનાં કરતા વધારે જાહડપથી તેઓ માથી પાણીને ચુશી લેતે અને તેમ થઈઆ થી જાહાડો શુકાઈ—કલમાઈ—મરણ પાંમતે.

---

ને ઓકનુ જાહાદ કે જેહેનાં લાકડાથી ઈગરેજ લોકોઈ પોતાની મનવારો અને બીજા તેવાજ વાહાણો બાંધેઆંચ તે હરેક જા હાડનાપાતરા શીતેર લાખ ગણેઆંમાઆવેઆંચ

---

દોલત—આંક ૨ જો.

હવે ઈક જંગલી તથા શ્રાધરે લા લોકોનો મુકાબલો કરીઈ અને તેઓમાં મોહોટો ફરક થૂંછે તે તપાશીઈ. મોહો ટો તફાવત ઈજ કે જંગલી લોકોમાં મેહેન્ત તનીવે હે'ચણી તદન મળેજનથી—જેમકે આ ફરીકા દેશના જંગલીનો ઈક દાખલો લેઓ અને જુઓકે જરૂરનું શઘલું કાંમ જેહેવુ કે ખેડુતનું—મોચીનું અને દરજીનું ઈ શઘલુ કાંમ તેહને ઈખલાનેજ કરવું પડેછે. હવે તે શઘનું કામ તે કેહવી કંગાલીઅત તથા અ ધુરી રીતે કરતો હશે તેહનો તમે બીજલશ ના શાહેબો વીચાર કરો અને વલી બીજા હાથ ઊપર પશ્ચમ તરફના શુધરેલા દેશો જેહવા કે ઈંગલનડ, ફરાંશ, અને હાલનડ ઈ દેશો ઊપર તમારી નજર દોડાવો અને તાંહા જોઓ કે લોકોમા ઊદઓગની વેં'હેં'ચ ણી કેહેવી અને તેઓ કેહેવા તરેહ તરેહવા રના કીશમોમા ગુનેલાછે કે જ્યી કરી દુ નીઆનાં શઘલા દેશોના કરતા તેઓની કે હેવી શુધરેલી તથા આબાદાની ભરેલી હાલ તછે. ધંધાની ઈક શરખી વેં'હે'ચણી માણ શ જાતના શુધારાને કેટલે દરજજે અગતની છે તેની મુનશફી તમો શાહેબોને શોંફીને હું હવે પઈશા આપણા શં'નશારી વેહેવારમા કે મ ઊપઓગમા આઈઆ તેની શે કેહેવાની અગર રજા લેઉંચ. જેહાર બેઈ શખશો પોતાની શઘલી મેહેનત કામના લગાડીને બે ઈ જુદી તરેહની અને પ્રવાઈશની ચીજો ઊતપન્ન કરે, જેમકે ઈક જણે બેરાકની ઈ,

ક ઉનરા અને બીજાંઈ-ઈક શોભઈતું ઘડી
આલ બનાવીશે પણ પેલા બડીઆરાને તે
નાંમીચા ઘડીઆલની કશી અગત નથી પણ
પેલા ઘડીઆલીને તો ખોરાકના શામાનની
ઘણી જરૂરછે તેઆરે તેઓ ઈક બીજા શા
થે પોતાની ઉનરા શીપરકારે અદલ બદ
લ કરે. જઆરે માણશ જાતના શનશારી
વેહેવારમા આવી બીકટ અડચણો પડવા મા
ડી તેઆરે તે અડચણો ટાલવાને મારે તેઓ
ને ઈવી ઈક ચીજ સોધી કાહાડવાની ફરજ
પડી કે જેહુનો શાથે શરવે કોઈ પોતાના
શ્રમથી બનાવેલી ઉનરો અદલ બદલ કર
વાને હમેશ રાજી થાઈ. તવારીખની ની
રમલ રોશની અને મનપનીજ શીહાદત ઊ
પરથી આપણને શાફ માલમ પડેચ કે પરા
ચીન કાલના વખતમા જેમ હવડે આપણે
શેરને ઉમંગો વેચાતી લેવાને શુના તથા રૂ
પા જેવા કીમતી ધાતુના બનાવેલા પઈશા
કામમા લગાડીઈ છેઈઈ તેમ તે જમાનાના
લોકો કાઈ કરતા નહી હતા. રેઈનાલ
નામનો નામીચો તવારીખનો લખનાર પો
તાની અમેરીકા ખંડની તવારીખમા ઈમ
લખેયકે મેકશીકો નામના દેશની અનદર
ધાતુઓના પઈશાને બદલે નારીઈલો કામ
મા લાવતા હતા અને વલી વખણાઈલા ઈ
શીનાન દેશની અદર પણ ઘણે ઈક વખત
શુધી બલદો—મેહેનડાઓ તથા બીજાં હેવા
નો પઈશાને બદલે ઊપીઓગમા આવતાં હ
તાં. આફ્રીકાખંડ માંહેલા આબીશીનીઆ
દેશની અદર હુંજીર તલક પઈશાને બદલે
નીમખ કામમાં આવતું હતું અને અમેરા

કાખંડના નીઊફાઊનડ લાનડ દેશની અંદર
ઈક તરેહની શુકવેની માછી કે જેહને (ડરા
ઈકાડ) કરીને કેહેછે તે પઈશાને બદલે વપ
રાતી હતી. ઈક દમશમીથ નામનો નામી
ચો અરથ વીદીઆરથી કે જે વીદીઆની
ઊપર લખનારાઓની કટાર માહેનો પેહે
લો ગણાઈછે તે આપણને ઈમ કહી જાઈચ
કે શકોટલાનડ દેશના ઈક ગામડાની અંદર
લોહોડાના બનાવેલા ખીલાઓ પઈશાને બદ
લે કામમાં લાગતા હતા. મંગોપારક ના
મનો નામીચો મુશાફર પોતાની મુશાફરીના
હેવાલમા ઈમ જનાવી ગઈઓચકે ગેમબી
આ નદીના કીનારા ઊપર વશનારા હબશી
ઓ પઈશાને બદલે તમબાકુ કામમા લગાડ
તા હતા. આણશ જાતને શુધારનાર છાપા
નો શાચો નહી કાહાડીઓ હનો તેહની આ
ગમજ ઈશવી શને ૧૨૨૫ મા કાંઊંટ ઈ
નજુ નામના અમીરને હાતશું લખેલું ઈક
ઈશવી ધરમ પુશતક ખરીદ કરવાને વાશતે
બશો (૨૦૦) મેહેનડા પાંચ ૫) કુવાટર ઘઊં
તથા તેટલોજ બીજો અનાજ આપવો પડી
ઓ હતો. આઈ શઘલું મીજલશના શાહે
બો એ પારકા દેશોમા પઈશાને બદલે જે
ઉનરો વપરાતી હતી તેવીશે કહીઊ. હવે
હું આપણા હીનદુશથાન દેશના કેટલાઈક
ભાગોમાં હજીર પઈશાને બદલે કેહેવી ઉન
શો કામમા લાગેછે તેવીશે કેહેવાની રજાં લે
ઊચ. દખણ પરાતના ઘણાઈક દેશનો અં
દર પઈશાને બદલે કોરી કામમા લાગેછે.
શુરત તથા તે તરફના કેટલાઈક ગામડાંઓ
ની અંદર બદામ પઈશાને બદલે ઊપીઓગ

આ—આલેછે—કેટલા બધા દાખલા ઊપરથી
તમો શાહેબોની ખાતરી થાઈ હશે કે અશ
લના વખતમાં પઈશાને બેદલે તે જમાનાના
રેહવાશીઓ તરેહ તરેહવારની જીંશો કામ
માં લગાડતા હતા અને કેટલેંક ઠેકાણે હા
લ જમાનાના લોકો પણ કામે લગાડેછે કે
જેથી કરીને માણશ જાતનો વેહેવાર તથા વે
પાર એ બંને શારી રીતે ચાલી શખતો ન
થી અને વલી ચીજો ખરીદ કરવામાં પણ
બેહુદ અડચણો પડેછે કે જેહનો એકજ દાખ
લો લીધાથી તમો શાહેબોની મજપતીજ થા
શે.જાણે આપણી રાખુમાં પઈશાને બદલે ની
મખ કામમાં લાગેચ એવો વીચાર કરો તા
રે એક અડવાડીઆનો શાધારણ ખોરાક લે
વાને શારૂ આપણને છાશરી માહેના મીઠા
ના અગરોનું શરકુ નીમખ કામમાં લગા
ડવાની ફરજ પડશે. જારે માણશ જાતના
વેહેવારની અંદર એથી શુચવણ ભરેલી અડ
ચણો પડવા માંડી તારે તેઓને એવી ચીજ
શોધી કાહાડવાની ફરજ પડીકે જેથી કરીને
શારવે પદારથો ગેહેલાઈથી ખરીદ કરી શકા
ઈ અને અગત કરીને તે ચીજમાં તરણ ગુ
ણો હોઈ. તેહમા પેહલો ગુણ એજ તે ચીજ
ના અનીગે નાથલા ભાગ થાઈ શકે અને
બીજો ગુણ એજ તે ચીજમા વખતના દોર
થી અથવા હવાના ફેરફારથી અથવા કઈ
બી બીજા કારણોથી તેમા કશો ઘટાડો થા
ઈ નહી કાઈજ જેટલો ઘટાડો થાઈ તેટલો
માણશ જાતને ટોટો શોશવો પડે અને વલી
તરીજો ગુણ એકે તે ચીજ એવી જોઈએ કે
જેહેના મુલમા ઘણો ફેરફાર થાઈ નહી.

આઈ ઊપર કહેલા તરણકે ગુણો જે ધાતુ
મા એક મલેલા હોઈ તેહને તેઓએ શાંનશા
રનાં વેહેવારમાં કામમા લગાડવાને ઠેહેરાવી,
અને શુના તથા રૂપા જેહેવા કીમતી ધાતુ
ના બનાવેલા પઈશામાં એ શારવે ગુણોએ જા
ણે વાશો લીધો હોઈ એવુ માલમ પડેઆથી
શામમથી તેઓએ પઈશા અને ચીજોનું આદ
ન બદલ કરવાનાં માપ કરીને ઠેહેરાવ્યા. પ
ઈશા જે છે તે ચીજોનુ શુનાં તથા રૂપા જે
વા ધાતુમાં જે મુલ થાઈ તેહને કેહેછે અને
જેમ બીજી જીનશોને ભાવ ચહડત ઊતર થા
ઈછે તેમજ કીમતી ધાતુએના મુલમાં પણ
ફરક પડેછે. જારે એક દેશમાં કાંઈ પણ
કારણથી પઈશા ઘણા થાઈછે તારે તરતજ
તે દેશમાંની શગલી જીનશોનો ભાવ ચહડી
જાઈછે અને વલી બીજા હાથ ઊપર જો તે
દેશ મધે નાણાની તંગી હોઈ તો શઘલી
વશતુઓનો ભાવ તરતજ ઊતરી જાઈછે કે
જેહના દાખલા આપી તમો શાહેબોનો અ
ગતનો વખત રોકવાની અતરે કશી જરૂર
નથી.

હવે હરેક જીનશ જારે બજારમાં તેના હમે
શના ખપના કરતાં વધારે આવીપડેછે તાહા
રે તેનો ભાવ તરતજ બેશી જાઈછે અને વલી
બીજા હાથ ઊપર જારે હરેક ચીજ જેટલી
જોઈએ તેટલી નહી મલીઆવતી તારે તે એને
ભાવ ઘણો ચહડી જાઈછે પણ આપણને જા
ણવું જોઈએકે એવા ભાવો કાંઈ ઘણા દાહ
ડા ટકી શકતાનથી.હરેક જીનશનો ભાવ જા
રે ઊતરી ગએઓ તારે તે જીનશ બનાવીઆ
ચો જે લોકો કામે લાગીઆ હતા તેઓ હવે

તે ચીજ બનાવીઆથી પોતાનો હાથ ઊઠાવે છે કે જેથી કરીને તે ચીજની બુજારના થો ડા દાહાડા લગી પડેછે અને તેમ થાઈઆથી તે ચીજનો ભાવ પાછો ચહડીને બરોબર થા ઈછે. બીજા હાથ ઊપર જે પદારથોનો ભાવ ઘણો મોંગો હોઈછે તે પદારથો નફાના લો ભથી કરીને ઘરે લોક બનાવવાજાઈછે, અને ઈ મીશાલે તે ચીજ ઘણી થાઈ પડી માનાશ બબથી, તેનો ભાવ પણ પાછો ઊતરી જાઈછે અને ચીજોનો હુમેશનો ભાવ તે તેઓને ઊત પન કરીઆમા જેટલો ખરચથાઈ તેટલો રે હેછે. ચીજોના ભાવ વીશે આટલુ બોલીને હવે પઈશા બારીકીથી તપાશના શું ખરી મતલબ ધરાવેછે તેની ઊપર હું તમારૂ ધેઆન પોહો ચાડવાની રજા લેઊછ. પઈશાને ઊપીઓગમા લાવીઆ વીના તેની ખરી મતલબ હરગેજ પાર પડતી નથી—જેમકે હુ ઈક માણશને ઈક રૂપીઓ આપુ પણ તેરૂપીઆનો કાઈબી રીતે ઊપીઓગ કરવાની તેને મનાઈ કરૂ તો ને નાણું, તેને ઈક પથરાના કટકાની બરોબ રછે અને અગરજો આવોમાહરો શખત કોલ કબુલ કરીને તેરૂપીઓ તે લીઈનો તે ઈવીજ આશા ઊપરથી કે કોઈ દાહાડેબી મારી આ ગનેઆ તોડીને તેરૂપીઆને કામમા લગાડશેઈ ક બીઆબાન જંગલમા કે જ હાંઅહશતહેવાન તથા હરામના અને ફાડી ખાનારા જનાવરે, આશપાશ જમીન નીચે તથાં આશમાન ઊપર વશેછે અને કે વગરે ઈક માણશ પાશે કોઈ નહી હોઈતો તેહુને કાહરૂનનો બેહદ ખજાનો પણ નકામો થાઈ પડેછે. શુનુ તથા રૂપુ કાઈ ખાતુ નથી અથવા તેહના કાઈ કપડા પેહે રાતા નથી અને તે શવલા પઈશા વાહાં વર ગર ઊપીઓગના થાઇ પડીઆછે, તેથી ક રીને તે ઈક દમડીનુ બી વજન ધરાવતા ન થી. ઈક ટુક પઈશાવાલો પુરૂશ ઈક શુધરે લા શેહેરમા જેટલી મોજો ભોગવી શકેછે તે મોજોમાનો જરાઈકબી લાભ ઈક મોહોટો તાલેવવાન પુરૂશ ઈક નવરી જગા કે જાહા માણશ જાતનો વશાતી નહી હોઈ તાહા કરી ભોગવી શકતો નથી. ઈ ઊપરથી તમોશાહેબો ની ખાતરી થાઈહશેકે પઈશાનેજો આપણ શ નશારી વેહેવારમાં નહી નાખોઈતો ઈમ કેહે વાઈકે તેની ખરીમતલબઆપણે તોડીઈછઈઈ.

---

## તવારીખની બીનાંનુ શોધણ.

૧ તવારીખનુ કીધુ હતુ મે ગઆ પતર
મો બેઆન,
જેમા મે તવારીખને આપેલી હતુ
માન.

૨ તવારીખ પાદશાહાથી તે ફકીરને વા
જબી રીતે બોલેચ,
અને તેનુ શબનુ બેઆંન આપણી ન
જર આગલ ખોલેચ.

૩ તવારીખ અનથારાઓથી આપણને
ઊજદામા લાવેચ,
કે જેથી ઈનશાના પોતાની હુશીઆરી
મો આવેચ.

૪ તવારીખને વાચની વેલા આપવુ જોઈ
ઈએ ધેઆન,
અને તે શમજીને નહી રાખવુ ગુમાન.

૫ તવારીખ આપેચ ઈનશાનના અગાશ
નો હેવાલ,

કે જેથી આપણે શુધારીયે આપણી
 બુરી ચાલ.
૬ હોયે માણસો ખવાશના જુદા,
કોઇ હોયે ભલા અને કોઇ ભુંડા.
૭ કોઇ હોયે દેખાઈતાં મોટા,
પણ હોયે તેઓનાં લખન ખોટાં.
૮ તેઓનુ પણ તવારીખ કરેછે બીઆન,
જે ઉપરથી આપણે ધરીયે ધીઆન.
૯ વાશતે જે ધણી તવારીખ ઉપર ધી
આન ધરશે,
તે ધણી ઈલમનો ખરો દીલદાર થશે.
૧૦ તવારીખને જે ધણી આપશે હગે માન,
તે ધણી ધરાવશે હોશ, પણ શાન.
૧૧ તવારીખ માહે જાત જાતની,
તેમા બીનાઓ આવેછે ભાત ભાતની.
૧૨ તવારીખના કીધાછે ઘણાએક વીભાગ,
જે ધણી જોહી પહુચશે તેનાં ખરાં અ
ભાગ.
૧૩ હુ જાણુંચકે ઘણીએક શાલામા તવારીખ
શીખવેચ
તે ધણી નેક શીખાંમણને મેલવો શકશે.
૧૭ કારણકે તવારીખ શીખવેછે નેકીની
ચાલ,
જેછે આપણો ખજાનો ધન અને માલ.
૧૮ કારણકે જે ધણી નેકીની રાહે ચાલશે
તે ધણી પોતાનો જીવ દુખમાથી તારશે.
૧૯ એવી એવી ખબરો તવારીખ દેય,
પુરાતમ જમાનાનો હેવાલ કેહેય.
૨૦ જમાનાનાં ફીલશુફોનુ બીઆંન કરેય,
કે જે બીનાને ધણી ધીઆંનમા ધરેય.
૨૧ તવારીખને અગર કોઇ મારેલ પહડે,
તો તે પછી ઈલમનો દોશત, ઠરે;
૨૨ ઈલમની દોશતીથી મેલવે અકલ,
અને પછી શારી ચાલની કરે નકલ.
૨૩ જુઓ મારા વાચનારા શાહેબ,
કે આવા ફાઈદાવો કેવાછે અજાએબ;
૨૪ તવારીખથી મલેચ ઘણા ફાઈદા,
અને તે શાથે શીખીયે નીતીના
કાઈદા.
૨૫ દીન ધરમ ઉપર લાગેચ ધીઆંન,

૩૦. ઈતલુ કહીને ખન કરૂચ,
અને શાહેબની શેવામા શરે ધરૂચ.

કા૦ ઈ૦ પાંડે૦

---

## જાંનવરોની તુવારીખ.

---

કુતરાનો જાનવરા ખુધી અને ચનચલાઈ ઈવીના શકતી વાલી હોઈચ કે તેહેને નચાવતા, કશરત કરવા શીખવવા, તથા બીજી તરેહવાર કશગતો શીકવવામાં કાંઈ અડચણ પરતી નથી. વેલાતમાં 'શાડનર શવેલ'નામના ઘરમા જે કુતરાની કશરતો દેખાડેઆમાં આવી હતી તે કોઈ જલદીથી ભુલી શકાશે નહી. ઈક કીલલાની ઊપર ધશારો કરીને તેને તોરી પાડેઓ હતો અને કેટલીઈક લડાઈ પોતાની જાવના પરાણીઓ શાથે કરી ઈક કુતરાને પકડી લાવેઆમા આવેઓ હતો અને તેને ગોઈઆ, ગે લીથી મારી નાખેમામા આવેઓ; પછી તેના શોહોમતીઓ તેને ધરાડી લઈને દાતવા ગઆ હુતા. કુતરાને તરેહવાર કેઆરડો ઓલખતા શીખવવામા આવેછે તે ઈ રીતે કે, ઈક ચોકશ નીશાનીથી તેને ઈક ચીજ ઓલખતા વારે ઘડીઈ શીખવેછે; અને પાછી ઈક ચીજમાથી બીજી ચીજ ઓલખનાં શીખવેછે જો કેઆરડ તે ઓલખતો નહી હોઈચ તેની ઊપર કાઈ ખોરાક મુકેછે, તેઆર બાદ થોડાઈક કેઆરડોમાંથી 'ઈક' કેઆરડ શોધી કાહાડતા શીખવેછે. થોડી અનમાઈશ પછી ને ઓલખોનો કેઆરડ ખોલી કાહાડેઆમા કધી ચુકતો નથી. પોતાની મેહેનતના બદલાના તેને ખોરાક તથા શાબાશી મલતી જાઈને ઈવો ખુશી થાઈચ કે પછી તીશ કેઆરડમાથી ઈક ચોકશ મંગાવેઓ હોઈતો તે મોહોટી ખુશીથી લાવેછે ઈ કાઈ મોહોટું અચરતી જેવુ કામ નથી, કારણકે તે પોતાના ધણીનો દરવાજો પડોશીઓના દરવાજાઓમાથી જલદીથી ઓલખી કાહાડેછે ઈવુ જ ઈ કામછે.

પાલુટારક નામનો નામીચો તવારીખ લખનાર ઈવુ જણાવેચ કે મારગેલશાના થીઈટરમા શેહેનશાહ વેશપેશીઅનને ઈક કુતરો દેખાડેઆમાં આવેઓ હુતો અને તેને ઈવો શીખવેઆમા આવેઓ હુતો કે શરવે પરકારના નાચ તારીફ લાઈક રીતે તે નાચી શકતો હતો. તેઆર બાદ તે ઈવી રીતે બેહોશ થાઈને પડેઓ કે જોનારા ભારે અચરતી તથા ઓચંમબામા રેહી-પડેઆ હુતા તે પેહલા દરદની નીશાનો બતલાવવા લાગો પછી ગોઈઆ મુઓ હોઈ ઈ પરમાણે નીચે પડેઓ, અને ઈવી હાલતમા આશપાશ તેને ધરાડી લેઈ જતા કાઈ હીલચાલની નીશાન બતલાવી નહી. તીઆર બાદ બરોબર વખતે જાણે ભારી ઊંગમાથી ઊઠીઓ હોઈ તેમ જીવતો થઈઓ તે વખતે મોહોટી ખુસીમા આવી આશપાશ નાચવા કુડવા લાગો.

ઈવી પરકારના ખેલોથી કુતરા પકડાઈલાછે તેના કરતા કુતરા બોલતા શીખે ઈ ઘણુ માહાલ તથા અજબ શરીખુંછે. ફેરાનશની મદરેશા વાલાઓ ઈવુ કહુચ કે જરમનનો ઈક કુતેરો હતો તે ચાઈ, કોફી, ચાકલેટ, વગરે કેટલાઈક બીજા શબદો, શારી પઠે શમજ પડે તેમ બોલતો હુ

તો. એ ખબર કોઈ જેવા તેવા શખશોથી માલમ પડેલી નથી, પણ વખણાએલા તથા પરખાબાત વીદવાન 'લીબનીટજથી જાહેર થાએલીછે કે જેણે એ ખબર ફરાનશની પા દશાહી મદરેશામાં મોકલી હતી. એ કુતરો નધીખન કદનો હતો તથા તે એક શાકશ નીં' નાં ખેડુતનો હતો તથા તેનો એક નાથ જો છોકરો હતો તેણે તે કુતરાને થોડા શ બદોને મલતો અવાજ કાહાડતાં શાંભલીઓ તેથી તેણે બોલવાં શીખવવાનુ કામ માંથે લી ધું. તે છોકરાએ વખત તથા મેહેનતની કં ઈ કશુર પોતાના નીશાલીઆને શીખવવા ની નહી રાખી. આઠ વરશારની વએ આ શીખવવાનુ કાંમ શરૂ કીધુ તે વખતે પેલો નીશાલીઓ તરણ વરશની ઉમરનો હતો. છેલને શરવતે તેણે બારશ શીખવેઆ માં બારી વધારો કીધો કે તીશ શબદો શુ ધી ઉચાર કરતા શીખીઓ. લીબનીટજ કેહે ચ કે તેણે પોતે એ શબદોના ઉચાર શંભલે આ હતા; બીજુ ફરાનશની મદરેશા વાલા ઓ કેહેચ કે આવા નાણશની શાખશી' અ થવા શાહદત મલી નહી હોતેતો એ વાત તે ઓ કદી ધેઆન ઉપર નહી લેતે.

કેટલાએક દેશોમા કુતરાનુ ગોશત ખા ધાના ઘણું તારીફ લાએક ગણેચ. દખણ શમુદરનાં બેટોમા એ જાનવરોને ભાજી પા લો ખવડાવી ફરબે અથવા ચરબદાર કરેચ, અને જીઆરે એ જાનવરો ખોરાક વધારે ખાઈ શકતાં નથી તીઆરે તે દેશોનાં જંગ લી માણશો તેઓની ગુદી બચડી બેજાન કરેચ. એ પરાંણીઓને ઘણું કરીને ફાંશી દે ઈ મારી નાંખેચ અને તેઓનાં બદનમાથી જ લોહી નીકલેચ તેણે નલીએરની કાટલી ઓમાં ભરી રાખેચ તથા ખણને મારે ચ રીમાં મુકેચ. ગીનીના કીનારાના અફરી એ એ જાંનવરનાં ગોશત ઉપર એટલો તો શોક દેખડાવેચ કે તેઓ એ જાનવરની મો હોટી કીમત આપેચ એક મેહોટુ મેંઢુ એ જાનવરનાં બદલામાં આગલ આપતા હતા અને ઘણુ કરીને હાલ પણ આપેછે. પરા ચીન લોકો એક નાહાના તથા માતેલાં કુત રાનુ ગોશત ખાવાનો ઘણો શોખ રાખતા હ તા. હીપપાંક રીટીશ લોકો "મટન" અ થવા "પોર્ક" ની બરાબર એ ગોશતને ગણતા હતા અને કેટલી લોકો એક ધાવતાં શીદીના બચચાના ગોશતની બરાબર કીમ તવાન જાણતા હતા.

કાંનગો, લોઅરઈથીઓપીઆ, કેપ આફ ગુડ હોપ, ઉતર તથા દખણ અમેરી કા, નાંઊ હાલંડ, તથા પુરૂપવીનાં કેટલાએક ભાગમાં કુતરાઓ વણા મલી આવેચ, અને બીજા જાંનવરોની જાતના કરતા એ જાંન વરોની તરેહવાર જાત રેહેચ. એ જાનવરો ની જાત જેટલી માલમ પડેલીછે તેની ટીપ નીચે આપીએચ :—

૧ નીઊ હાલંડ ડાગ.
૨ પોમરેનીઅન ડાગ.
૩ શીબરીઅન ડાગ.
૪ આઈશલંડ ડાગ.
* ૫ શેફરડશ ડાગ.
* ૬ વાટર ડાગ.
* ૭ ઈશપાનીઅલ.

*૮ ગેટરર.
*૯ હાઊનડ.
*૧૦ બલડ હાઊનડ.
*૧૧ પોઇનટર.
૧૨ ડાલમેશીઅન, અથવા ઇશપાટેડ ડાગ.
*૧૩ આઇરીશ ગરેહાઊન, અથવા ઊલફ ડાગ.
*૧૪ કામન ગરેહાઊનડ.
૧૫ ઈટાલીઅન ગરેહાનડ.
૧૬ રૂશીઅન ડાગ.
*૧૭ લરચર.
૧૮ નીઊ ફાઊનલનડ ડાગ.
*૧૯ માશટીફ.
*૨૦ બુલ ડાગ.
*૨૧ ટેરીઅર.
*૨૨ ટરનશપીટ.
૨૩ કીંગ ચારલશીશ ડાગ.
૨૪ બાલટીશ ડાગ.
૨૫ નેકેડ ડાગ.
૨૬ પગ ડાગ.
૨૭ આલકો, અથવા પેરૂવીઅન ડાગ.

જેની પાશે (*) આવી નીશાની કીધેલીછે તે ઇંગરેજી જાતના કુતરાં શમજવા.
(દો. પા. બા.)

## લોભ.

હરેક કીનાનું વેર લેવું તે હેના કરતાં લોભને દાબવો, ઇ બહુ મુશકેલ પડેછે. આપણથી કબુલ કરેઆ વગર ચાલતુ નથીકે લોભથી દુનીઆમા ઘણી માઠાં ફલો પરાપત થાઇઆછે. તોપણ નેક મનનાં પુરૂશોમાં જો લોભના ચીનહો માલમ પડે તો તે કાંઈ બેહી નથી. નેક મન વાલા પુરૂશોને લોભ નેકી શરખોછે અને જેહેવી ખશલત શાથે લોભને મેલવશો તેહેવો રંગ પકડશે.

ઇક શાહેર લખેછે કે લોભ દુરથી બહુ શુનદર દીશેછે અને આપણને લલચાવેછે લોભની ઇમારત ઊપર ચહડેઆ પછે આપણને ખુશ લાગેછે અને જેમ જેમ લોભની ઊનચાઇએ ચહડતા જાઈએ તેમ તેમ વધારે લોભમા ફશાતા જાઇએ. પણ તેના રેતી શરખા નબલા પાઇઆ ઊપર કાંઈબી પેઆન પહચાડતા નથી તથા તોફાનથી, વરશાદથી તે કેહવુ ભાગી પડશે તે પણ કાંઈ જાણતા નથી.

## અઠવાડીઆંની ખબરોનો શાર.

શુતર કાંટવાનો તથા વણવાનો શાંચો ગોઠવવાને માટે "ઇશપીનીંગ એનડ વીવીંગ કમપની" વાલાઓએ શરદેવ આગલની મી. કાવશજી નાહાનાભાઇની ઇમારત ખરીદીછે.

આપણો નામદાર ગવરનર શાહેબ આ મેહેના પરમાણે ચાલતા મહીનાની તારીખ ૨૮મી ને દને માહાબલેશરથી નીકલીને પુણાએ જશે.

આઇ લડાઇના હીગામમા કોઇબી લશકરી અમલદાર કદાચ રજા માંગેતો "મેડીકલ કમીટી" મા તે અમલદારની તપાશ કીધા વગર તેહને રજા આપેઆમાં આવશે નહી.

"નેટીવ આડવોકેટ" જણાવેચ કે એ પતરના અધીપતીને-ઓઘો મી० થારનટન ચલાવેચ.

આપણી ઇશમાલ કાઆજ કોરટનો તરીજો જડજ જે માદગીના શબબથી રજા લઇને પોતાની શુખાકારીને માટે બાહેર ગી ઓછે તેણે બીજી છઅ માશની રજા પાછી મેલવીછે.

પરોફેશર હારકનેશને નવા કેલવણીખાતાંમા શથાપવાનો ઠેડાવ ગીઆં શરકારી ગેજેટમા પરગટ થઈઓછે.

જગ બાહાદુરે ચીનાએની ઊપર હોમલો કરવાનો ઠેડાવ કીઓછે.

ગઈઆ શોમવારે ચીનનો મેલ અતરે આવેઓછે પણ તે શાથે કશા અગતના રાજદુખારી શમાચારો મલી આવેઆ નથી.

ગોઆનો ગવરનર જનરલ ગઈઆ શોમવારને દીને અંતરે આવી પુગો હતો તેવેલાઈ તેહેને ૧૯ ટોપો છોડીને માન આપેઆમાં આવેઊં હતું.

ફરાંનશના શેહેનશાહ નેપોલીઅને આએ ચાલુ લડાઈમા ઇગલંડને જે કીમતી મદદ કીધીછે તે બાબેની એક ઇઆદગારી દાખલ પારીશના શંહરશથાનને માટે હેદરાબાદ મેરે ઊભી થાએલી કમીટીએ હીરાનું એક શીલ્ડ એ શેહેનશાહને માટે ભેટ મોકલેલીછે.

ગઈઆ બુધવારને દંને ઇગલંડનો મેલ અતરે આવી પુગો હતો તે મધે ભારી અગતના કશા શમાચારો આવી પુગા નથી— તોબણ શધલા હેવાલ ઊપરથી એવી આશા રાખીઆમા આવેચ કે આવતા મેલમા કોઈ ભારી લડાઇના શમાચારો આપણને મલી આવશે.

મોરીશ ખાતે ઊભાં થાએલાં પેટરીઓટીક ફંડમા વીશ હજાર રૂપીઆ ભરાઈ ચુકાછે અને તેમજ અમદાવાદ ખાતેના એ ફંડમાં ૧૨૯૮૯ રૂપીઆ ભરાઈઆછે.

કલકતા ખાતેથી ઈલેકટરીક ટેલીગરાંની મારફતે એવી ખબર આવી પુગીચ કે તે તરફના પેટરીઓટીક ફનડમા હડી લાખ રૂપીઆ ભરાઇ ચુકાછે.

ઘરના માલેકો પાશેથી શાહુકાર શાર્તટકા છાપો લેવાને માટે શરકારી ગેજેટમાં ખબર આપેઆમા આવીછે.

ખુણીઓની પાશેથી તેહેના ઘાટકી ખુનજામાં ફશેલાં માણશોનાં કુટંબને ફરીઆદી કરીને ડામીજ ભરી લેવાને માટે ધારા બાંધનારી શભાઈ એક ધારો પશાર કીધોછે.

મધરાજ ખાતે શને ૧૮૫૭ મા એક બીજું શંઘરહુશથાન ઊભું કરવાને એ પરેશીડેનશીની શરકારે ઠેડાવ કીધોછે.

એવુ કહેચકે ડીશેક આફ નીઊકેઆશટલ કરીમીઆ ખાતે જનારછે.

આપણા નામદાર ગવરનર જનરલની તબીએત હજુર ના દરૂશત ચાલીજાએછે.

બેંગાલ પરેશીડેનશી ખાતે જે શથ આશીશટેન ટેશરજન શથાપેઆમા આવેચ તેઓની વીગતવાર ખીનાં મુંબઈની શરકારે જાણવા માગીછે. એવું ઈંગલીશમેન વાલો જણાવેચ. એ બાબેનું કારણ એ પતર વાલાના જાણેઆમાં આવેઊં નથી.

---

આએ " પારશી મીતર " શું પતર મુંબઈના જામે જમશેદ છાપાખાનામા હોરમજજી દાદાભાઈ પરીનટરે માલેકને વાશતે છાપી પરગટ કીધુંછે.

# પારસી મીતર

ઇયાને

પારસીઓની નીતીની તથા કેલવણીની અને શંશારી

હાલત શુધારનારૂ પતર.

# The Parsi Friend

*Devoted to the intellectual and moral elevation and the social well-being of the Parsis.*

પુસ્તક ૧ લું. શનીવાર—તારીખ ૧૯ મી મેઈ ૧૮૫૫. અંક ૯ મો.


In our previous issues we have treated of the elements of self-improvement—that by it we should seek to improve and perfect ourselves as physical, intellectual, social, and moral beings In all these self-improvement is possible, for in all these we have capacity for growth, and in all it is demanded by our nature

We shall direct attention now to some of the aids to progress in self-improvement, and our first remark is that *we must resolve upon it* "Resolution," says one, "is omnipotent." If we will but solemnly determine to make the most and the best of all our powers and capacities, and if to this end, with Wilberforce, we will but "seize and improve even the shortest intervals of possible action and effort," we shall find that there is no limit to our advancement Without this resolute and earnest purpose, the best aids and means are of little worth; but with it, even the weakest are mighty. Without it, we shall accomplish nothing, with it, every thing. A man who is deeply in earnest, acts upon the motto of the pick-axe on the old seal:—"either I will find a way, or I will make one" He has somewhat the spirit of Napoleon, who, when told on the eve of battle that circumstances were against him, replied.—"circumstances! I make or control circumstances, not bow to them." In self-improvement, as in every thing else, to think we are able is almost to be so, to resolve, to attain

is often attainment. Every where are the means of progress, if we have but the spirit, the fixed purpose to pursue them. And if, like the old philosopher, we will but take as our motto: "higher—for ever higher," we may rise by them all He that resolves upon any great end, by that very resolution has scaled the chief barrier to it, and so he who seizes the grand idea of self-cultivation, and solemnly resolves upon it, will find that idea, that resolution burning like fire within him, and ever putting him upon his own improvement. He will find it removing difficulties, searching out or making means, giving courage for despondency, and strength for weakness If we are but fixed and resolute—bent on self-improvement, we shall find means enough to it on every side, and at every moment, and even obstacles and opposition will but make us like the fabled "spectre ships, which sail the fastest in the very teeth of the wind"

Our second remark is, that we must not only resolve upon self-improvement, but *expect to accomplish it only by patient and persevering effort*. Many, when circumstances have turned their attention to self-improvement, and while the glowing picture is before them, often make excellent and sometimes prodigious resolutions, but because they do not, as by a leap, at once become perfect, they are soon ready to give up the effort in despair. For such, for all, it were well to remember, that self-improvement is a matter of slow progress, of patient and persevering effort, and that too in little things, from day to day, and from hour to hour. It is the fixed law of the universe, that little things are ever the elements—the parts of the great. The grass does not spring up full-grown. It rises by an increase so noiseless and gentle, as not to disturb the ear, not to be seen by the eye The rain does not fall in masses, but in drops, or, even in the breathlike moisture of the fine mist, as if the earth were one vast condenser and heaven had breathed upon it The planets do not leap from end to end of their orbits, but in their ever onward progress, inch by inch, and line by line, it is that they circle the heavens. And so with self-improvement. It is not a thing of fits and impulses and explosions, but of constant watchfulness, and patient and unwearied effort, and gradual and ceaseless advancement There is no royal road to it—no vaulting to it by a leap Like the coral reefs of the ocean, it must grow by small but constant additions, and then it will finally be like those reefs, admirable in all its parts, and rivalling the very mountains in size. Here is the secret of what are technically known as self-made men,—as if they had made themselves without means or opportunity when the truth is, every one of them will be found on investiga-

tion to have improved all his time, to have made the most of every opportunity, to have been making effort, and of course making progress, at every passing moment "Never to have an idle moment," was the motto of one of this character, and probably of most like him.

We shall continue our remarks on this subject during the hot weather, that when the season for active effort comes round, our readers may be prepared for "a long pull, a strong pull, and a pull all together", towards self-improvement.

---

## રશાઇણ શાશતર—આંક ૬ થો.

### ગ ર મી.

ગરમીથી શઘલી પરવાહી ચીજોનુ કદ વધેચ તેવી તથા "થરમામીતર" અને તેના ઊપીઓગ વીગે ગઈઆ આંકમા બેઆન કરેબામાં આવીઊંહતુ. આ આંકમા "થરમામીતર" વીગેની બાકી રહેલી બાબદ પુરી કરેઆ બાદ ગરમીથી શઘલી ચીજોનુ કદ વધેચ અને થંડીથી શાકડુ થાઇચ તે ધારો ખોદાતાલાઇ ખાતર પાણીને જ કાંઇ નાડી લાગુ કીગો તે અગતના શવાલ ઊપર ધીઆન પોહોંચાડેઆમાં આવગે.

ગઆ આંકમાં હમે જણાવીઊ હતુ કે "ફરેનહાઇત થરમામીતર" ના માપના ૧૮૦) બાગ કીધાછે અને ૩૨ મે અંશે બરફની થંડી તથા ૨૧૨) મે અંગે પાણી ઊકલવાની ગરમી પેહુચેલીછે, પણ ઇમ કહે

આ ઊપરથી કેટલાઇક શખશોના મનમાં ઘ ભરાત ઊતપં ન થઇઓહગે કે ઇમ કેમ થાઇ બધા મંલીને જુમલે ૧૮૦) બાગ કીધેલા છે તારે ૨૧૨) કાંહાથી આવેઆ? ઇનો ખોલાશો કરવો જોઇઇ.

"ફરેન હાઇત થરમામીતર" શાપે જે માપ આપેચ તે આપને બનાવતી વેલાઇ પેલી શીશી કે જેહેમા પારો અથવા આલકોહાલ ભરેલો હોઇચ તે શીશીના "બલબ" ને ઇક વાશણ કે જેહેમા બરફ અને નીમખ ભેલેલુ હોઇચ તે વાશણમા મુકેઆનાં આવેચકે જેથી કરીને ઇટલીનો થંડી ઊતપન થાઇચ કે પેલા બલબને અમશાયો બરફ ઊપર તેમાંનો પારો મુકેઆથી જેટલી થંડી દેખાડેચ તેનાં કરતાંબી આ વાશણમાં મુકેઆથી વધારે થંડી દેખાડેચ ઇઆને પેલો પારો વધારે નીચે ઊતરી જાઇચ, અને પછે ઇક જગાઇ થંભનો થંભ જાહાંશુધી પેલુ બરફ પગલનુ રેહેચ તાહા શુધી પડીરેહેચ. તીઆર બાદ પેલી શીશીને પેલા પારાની શપાતી આગલથી ઇક ઘશો પાડેચ અને તે જગાઇ "છીરો ઇઆને શુનની નીશાની" કરેચ. તીઆર પછી પેલી શીશીનાં "બલબ" ને અમશાયા બરફમા મુકેઆમાં આવેચ કે જેથી કરીને પેલો પારો કેટલોઇક પાછો ઊપર ચડેચ, કેમકે બરફ અને નીમકને ભેલીઆથી જે થંડી ઊતપન થાઇચ તેના કરતા અમશાયા બરફની થંડી થોડીછે. હવે આ વીશાલ પેલો પારો થોડોઇક ઊંચો ચડેચ અને પછે ઇક જગા આગલ આવીને જાંહાશુધી પેલુ બરફ શંઘુ પીગલી જાઇ

ય તાંહાંશુધી થંભ ઊભો રેહેય અને જે જ
ગા આગલ આવીને અટકી રેહેય તે જગાપ
ર પેલા પારાની શપાની આગલથી આગલ
ની માફક ફક બીજો ધશો પાડેય. તી
આર બાદ આ બે ધશાની વચેની જગાના
બતરીશ શરખા ભાગ કરેઆના આવેય અને
બતરીશમા ભાગના ધશા આગલ " પાણી
બધાવાની થડી " ઇઆને બરફની થડી
કરીને લખેલુ હોઇય. વલી પેલી " થર
મામીતર " ના " બલબ " ને ઊકલતાં
પાણીના મુકીઆમાં આવેય કે જેથી કરીને
તેમાંનો પારો કેટલોઇક ઊપર ચહડેય અને
આગલની માફક ફક જગા આગલ આવી
અટકી રેહેય. અહીઆ પણ ઊપર જણા
વેઆ મુજબ પેલી શીશીને પેલા પારાની શ
પાતી આગલથી ફક કાનશાનો ધશો પાડેલો
હોઇય અને " પાણી બધાવાની થંડી "
ની આગલ જે ધશો પાડેલોછે તે ધશાની
તથા આ ધશાની વચેની જગાને ૧૮૦) ફ
ક શરખા ભાગમાં વેહેંચેલીછે.

તીઆરે હવે ૧૮૦) ના પેના ૩૨) ઊમેરીઇને ૨૧૨ થાએ કે જે જગાને " ફરેનહાઇત થરમામીતરમાં " પાણી ઊકલવાની ગરમી " કરીને કેહેય. પણ હવે " ઝેરો " થીમી ઓછી ગરમી લખવી હોઇતો તે કેમ લખાઇ ? જો "ઝેરોથી બી ઓછી ગરમી (ઇઆને વધારે થંડી) લખવી હોઇ તો જે નીશાલ "ઝેરો" થી વધારે ગરમી ૧°, ૨°, ૩°, ૪°, — ઈવાં આંકથી લખીઇય તેજ નીશાલ લખવી, પણ તેની શાથે " માઇનશ " ઇઆને બાદબાકીની નીશાંનીનો કાપો જોડવો—જેમકે "ઝેરો " થી " બાર દીગરી " ઇઆને અંશ વધારે થંડી જણાવવી હોએતો આ નીશાલ પેહેલા અખશરની દાબી બાજુઇ ફક કાપો જોડવો. (—૧૨°)

હવે આપણે પેલા પાણી વીગેના શવાલપર ધીઆંન આપીઇ. જો આપણે બરફને ઇઆને (બતરીશ અંશ ગરમીનાં પાણીને) ગરમી આપશુતો ગરમીથી જેમ બીજી શઘલી ચીજોનુ કદ વધેય તે નીશાલ પેલાં બરફનુ કાઇ વધતું નથી પણ ઊલટું તેનુ કદ જાહા શુધી તેને ચાલીશ અંશ ગરમી નલેય (ઇઆને બીજી ૮ અંશ વધારે) તાહા શુધી શાકડું થતું જાઇય અને તીઆર પછે વધારે ગરમી આપેઆથી તેનુ કદ બીજી શઘી ચીજોની માફક વધીતી જાઇયં. તેમજ જો આપણે ૪૦ અંશનુ પાણી (ઇઆને જે પાણીમાં " થરમામીતર " મુકીઆથી ચાલીશ અંશ ગરમી જણાતી હોઇ તેવું પાણી) લીધું હોઇ અને પછી તેને વધારે થંડી આપવા ચાહી હોઇ તો તેનું કદ થડીથી શાકડું થવાને બદલે ઊલટું જાહા શુધી તે બધાઇને બરફ થાઇય તાહાં શુધી વધેય ઇઆને ફેલાઇય. અને તેહેનાજ શબબથી પાણીના કરતા બરફ હલકું હોઇય અને તેલની માફક તેની શપાતી ઊપર તરતું રેહેય. તારે હવે આ ઊપરથી શાફ માલમ પડેય કે બતરીશ અને ચાલીશમા અંશની વચે " ગરમીથી શઘલી ચીજોનુ કદ વધેય અને થડીથી શાંકડુ થા

ઈય " તે ધારાને પાણી તોડેય અને ઊલતુ ગરમીથી શાંકડુ થાઈય અને થંડીથી ફેલા ઈય. આ નીચે જણાવેલા શાદા અખતરા ઊપરથી એ વીશેની હમારા વાચનારાઓની ખાતરી થાશે—

એક ઘણીજ પાતલા, કાચની શીશીને મોહોડાવેર પાણીથી ભરો અને પછી તેને એક મજબુત બુચ દઈ તેની આશપાશ ઘણા એક બરફના કકડા મેલો. હવે જેઆરે પેલા બરફના કકડાની થંડીથી પેલી શીશી માહેનુ પાણી પણ બંધાઈને બરફજેવુ થવા માડશે તેવીજ, પેલી શીશી એક ભારે જોશથી ફુટીને કકડે, કકડા થઈ જાશે, કારણકે પેલુ પાણી હવે થંડીથી કદમાં વધીઊં, પણ તેને નીકલી જવાને કોઈ રશતો નહી મલેઓ તેથી પેલી શીશી ભાજીને બાહેર પડેઊં. એજ મીશાલ થાડુ એક પાણી શીઆલાની રૂતમાં ખડકો તથા જાહાજોના વચારમા બધાઈઆથી, તેઓના કકડે કકડા કરી નાખેછે.

પણ હવે જો પાણી આ મીશાલ આ ધારો નહી તોડતે તો આપણી પ્રુથવીના કેટલાએક ભાગોનો તથા મુખીઅ કરીને ઓતર " અમેરીકા " તથા યુરોપ ખંડના કેટલાએક દેશો કે જ્યેઓ હાલ શુધારાના મથકો થાઈ પડેઓચ તેઓનો શું હાલ થાતે!! શીઆલાની રૂત બેઠાથી તે લતા તરફની નદી તથા શરોવરના પાણી બધાઈને બરફ થાઈ જાતે અને હાલ જે હજારો વાહાણો તથા મછવાઓ એ તરફના દરીઆઓમા વેપાર જેવા અગતના કામને કીજ બેધડક ફરતાં ફરેય તે બધ પડતે તથા પાણીમા વશનારાં અગણીત જાનવરોની ખરાબી થાતે એટલુંજ નહી પણ તીહાનાં કેટલાંએક દેશો ઊજડ, વેરાન અને લકડ ભરેલાં જંગલો થાઈ પડતે, કેમકે એ લતા તરફ ગરમીની રૂતુ બેગય તે એટલીના થોડી મુન્તનીછે તથા તેથી એટલી તો થોડી ગરમી પડેય કે તેથી કરીને આવી બરફની નદીને નદીઓ કાઈ પર્ગલીત નહી અને તેઓની ઊપરનો એક પોપડો પગલી નાહી રેહે તેવામાનો પાછી થંડી પડવા માડતે. પણ આ ધારો તોડેથા પછી પાણીનો આવો હાલ થાતો નથી. નદી તથા શરોવર અને એવીજ બીજી પાણીની જગીઆ ઊપર જહેવો એક બરફનો પોપડો બધાઈઓકે તે તેની શપાતી ઊપર બુચની માફક તરતો ફરેય. અને આશપાશની થંડી હવાને નીચેના પાણીને લાગવા દેતો નથી કે જ્યથી કરીને તે બરફનો આકાર લીધાને બદલે પાણીનાજ આકારમાં રેહેય.

હવે જારે ગરમી પડેય તારે આ બરફનો પોપડો પગલી જાઈય અને તાહાની હવા જાણશના તથા જાનવરોના ખપમા આવે એવી થાઈ પડેય. એવુ ખોદાવાલાનુ આ ધારો પાણીને નહી લાગુ કરેઆમાં દાહાપણ માલમ પડેય. પરાણીઓનાં શુખને કીજ તે શાહેબ એવા એવા ઊપાઈઓથી ભરપુરછે, તથા એવા એવા શાદા ઊપાઈઓ વાપરેઆથી તે જગત કરતા, દુનીઆના બોહોલા તથા ગુચવણ ભરેલા મેહેમારેમા આશાનીથી રાજ ચલાવેય. તે વીશેનો બાકી બંદા તું શુ વીચાર કરશે !

## હવા જેને આપણે દમમાં લઈયેં

(ગઈઆ પતરથી ચાલણ)

જગતમાં શઘલાં પરાણીઓ જે ઈશવરે ઊતપન કરેઆછે તેઓનો પણ ઘણો ખરો ભાગ પાણીથી થાઈલોછે. જો મનુશનું શરીર ૧૫૪ રતલનું થાઈ તો તેહ માંથી ૧૧૬ રતલ પાણી નીકલેછે અને બા તરે ૩૮ રતલ શુકી પદારથો તેહમાથી હાથ લાગેછે. મનુશની ચામડી તથા ફેફશામાથી શદા પાણી નીકલતુ રેહેછે. જો તેહેની આશપાશની હવા કેવલ શુકી હોઈતો તેહેની ચામડી શુકાઈને છોડા શરખી થાઈ અને તેહેના તપેલા શરીરને થંડુ રાખવાને કીજ તેહેને અતીઘણી પાંણીની ગોશારી લાગેય. જે હવા તેહેના ફેફશા વાટે નીકલેછે તેહમા પણ પાણીની વરાલો શામેલ હોઈછે. માંટે જે હવાનો તે દમ લીઈછે તેજો ઈવી વરાલથી ખાલી હોઈ તો જેટલુ પાણી તેહના શરીરના હોઈ તે શઘલુ ઊડી જાઈ અને પોતે શુકાઈને શુકાં છોડા શરખો અથવા ઈક શોડી કાહાડેલી બદ શીકલ વશતુ શરખો થાઈ જાઈ. શુઈજ્યીજતા જે મોહટુ રેતીનુ મેદાનછે તે મેદાનની હવામાં બીલકુલ પાણીની વરાલો નહોઈઆંના શબબથી તે જંગલના મુશાફરો તતકાલ જીભ બાહેર ખેંચીને મરણ પામેછે.

ઈ ઊપરથી શરવ કોઈના પીઆંનમાં આવશે કે હવાની અંદર પાણીની વરાલોની ઘણીજ અગતછે કે તેથી કરીને પરાણી તથા ઝાંહાડ પાનનો જીવ તાજો રેહેછે. જે પરમાણે ઈ વરાલો પાંતરાંના તથા ઝાંડાંના છેદોમાં પેશશ થાઈછે તેજ પરમાણે પરાણીઓના ફેફશામા તથા શરીરના બાંધામા રશાતો કરેછે.

ઈ ઊપરાત પણ ઈ વરાલો બીજા ઘણાજ શુંદર કામો કરેછે. ઊનાહલાનાં દીવશમાં જારે શુરીઅ અશત પામેછે અને તપેલી જમીનં તથા ઝાંહાડેને થડક પોહોચાડવાને થંડી નીકલેછે તેહની શાથે મીઠું દવ પણ પડેછે અને લીલાં પાતરાને તથા તરશી જમીનને તર રાખેછે—ઈ ગેબી વરાલો પેહલાં ધુમશનુ રૂપ લેઈછે અને પછી દરેક થંડી વશતુ ઊપર જીહનાં મોતી પઠે ઊતરી બેશેછે. રાતને શમે ઈ દવ બંધાઈયં તેથી શઘલી ખુદરત શદાકાલ કેહવી તેહની ઊપકારી દીશેછે અને તેથી કરીને જેશઘલી શુનદર રચનાં અંને ફાઈદા થાઈછે તે વીશે શઘલા જમાનાના શાહેરો કેહેવાં ગાઈણો કરી ગઈઆછે.

ઈ દવ જમીન ઊપર કઆ શબબથી હેઠલ ઊતરેછે તથા કેહવી રીતેતેહને પડવુ જોઈઈ તાહાજ પડેછે તે વીશ કાઈ ખોલાશા કરવો દરૂશત લાગેછે. પરથવીની શંપાતી ઊપરની શઘલી વશતુઓ શરખી લીતીના ગરમીનાં કીરણો ફેંકેછે—દર ઈક ગરમ વશતુ થંડી વશતુ ઊપર અને શઘલી પરથવી પણ પોતાની તરફથી થંડા આકાશમાં શાફ હવામા પોતાની ગરમીના કીરણો ફેંકેછે. ઈ ઊપરથી માલમ પડેછે જમીનની શપાતી ઊપરની શઘલી વશતુઓ શમતોલ રીતે પોતપોતાની ગરમી રાખવાની પરઈતન કરેછે—અને જમીનની-શપાતી પોતે થંડી થવા

જાઇછે. પણ જાહાંશુધી હરેક જગા ઊપર શુરીઅનાં પરકાશ પડેછે તાહાં શુધી ઇવી રીતે જમીનનું થડું થવું બનતું નથી—કાંકે જમીનથી અપાઈ શકાઈ તેહના કરતા વધારે ગરમી તેહને શુરીઅ આપેછે— અને જારે શુરીઅ અશત પામેછે તારે જો આકાશમા વાદલોઈ ચાંદવ નાખેઓ હોઈ તારે ઇ કીરણોથી તે વાદલાંની અંદર જવાતું નથી તેથી તે ગરમી જમીન તરફ પાછી આવેછે. રાતના જારે શુરીઅ ગેરહાજર હોઇછે તારે જમીન ઘણી ખરી થંડી થાઇછે— પણ અંગત કરીને જારે વાદલાં નહી હોઈ તારે વધારે થાઇછે—અને જારે આકાશમાં વાદલા કોઇ કોઈ જગોઈ હોઇછે તારે જે જગા ઊપર વાદલનો છાંઇઓ પડે નહી તાંહા અતી ઘણી થંડી રેહછે.

હવાની અંદર કેટલે દરજે પાણીની વરાલો રેહી શકે તેહનો આધાર તે હવામા જેટલી ગરમી હોઈ તે ઊપર રેહછે. ગરમ દેગોમા ગરમીની રૂતમાં હવામાં વરાલ વધારે રેહી શકેછે અને થડા દેગોમા થંડીની રૂતમાં થોડી હોઇછે. ઇ ઊપરથી જારે ગરમ હવાનું ફુંકવું ઇક થડા પાહાડના મથાલા ઊપર થાઇછે તારે તે બીલકુલ થડી થોઇ જાઇછે અને તેહેની અંદર જે વરાલે હોઈ તે ઊપરાંત તે વધારે રાંખવાની તાકાદ ધરાવતી નથી. તારે જે પરમાણે આપણે પાહાડોનાં મથાલા ઊપર શરેદ બરફ શરખી ચાદર જોઇઇએ તેહવાં રૂપે તે હવાતે વરાલો મેલી જાઇછે— હવે ઇ ધુમશાની અંદર જે કાંઈ પાણીના ટીપા હોઈ તે પાહાડો ઊપરથી મેદાનોમાં નાલાં અથવા ઝાડાને રૂપે હેઠલ આવેછે અને તેથી શુકાઇલી જમીનને ઇકદમ ખોરાક તથા આશારો મલેછે.

ઇ પરમાંણે જારે ગરમી આપી દઇને આપણી જમીનની શપાતી થંડી થાઇછે તારે તેહની શાથે જે હવા અડકેછે તે પણ થંડી થાઇછે અને પાહાડની બાજુ ઊપર ગરમ હવા ફુકતી વેલાઈ જેમ તેહવામાથી થોડી થડી વરાલો તેહની ઊપર મેલી જાઇછે તેજ પરમાણે જમીનની ઊપર પણ થડી હવા થોડી વરાલો મેલી જાઇછે. હવે ઇ વરાલના શુકશમો અતીઘણો બારીક હોઇછે અને તે ડુંગરોની ઊપર તરતા ધુમશાની પઠે હેઠલ આવેછે. ઇ શુકશમો દરેક નાધલા પાતરા ઊપર ઇકથી થાઇછે અને મોતી ગરખા દાણાના આકારે તે ઊપર જુડુલાઇ રેહછે.

## દૌલત—આંક ૩ જો.

ઇક વીદવાંન લખનાર પઇશા વીશે ઇમ બોલેછેકે— "જેમ ઇક ગુણગારા શાચાને ચરબી લગાડીઆથી તે કેહવો જલદી તથા આશાનીથી ચાલેછે તેગજ પઇશા જેછે તે માણશજાતના વેહેવારના શાચાને આશાની તથા જલદપથી ચલાવેછે." પઇશાઈ કરી ઇક દેશનો વેપાર બીજા દેશાશે વધી પડેછે અને અરશપરશ વેપાર ચાલીઆથી તે લોકોની શનશારી હાલતમાં અતીગ શુધારો થાઇછે અને વલી ઇજ વીશે ઇક કાબેલ પુરૂશ ઇમ કેહેછેકે— "પઇશા જેછે તે જાણે

